# The Beauties

# of

# Marie Corelli.

# મારી કૉરેલીના નિતિ-વચનો.

રચનાર,

રતનજી ફરામજી શેઠના.

# The Beauties of

# Marie Corelli.

*Selected and Arranged*

BY

**RUTTONJI FRAMJI SETNA.**

BOMBAY, LALBAG, PAREL.

THE JAMSETJEE NESSERWANJEE PETIT PARSI ORPHANAGE

CAPTAIN PRINTING WORKS.

*Price 8 Annas*

# આ ગ્રંથ લખનારનાં રચેલાં પુસ્તકો.

## જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇકલો પીડિયાનાં
## ૭ દફતરો.

લૉર્ડ બેકનના નિબંધ.
જૅપાન અને જૅપાનિજ.
પોશાકની ફેશીન અને તેનું શાસ્ત્ર.
જૅપાની ભાષાનો ભોમિયો.
जपानी शिक्षक.
સામાન્ય હુન્નરજ્ઞાન.
ચાઇનીજ ટેલ્સ.
હક્કદારનો હક્ક.
જમાસપી.
સંજ્ઞાદર્શક કોશ.
એશિયાની સદ્દગુણી બાનુઓ.
સુંદર હેલન.
ફોટોગ્રાફી.
કાચકામનો હુન્નર.
ભૂલ થાપ નાટક.
ગુલખુશરો નાટક,
નાઝેનવાજ નાટક.
વફાદાર નાટક.
યારબાજ નાટક.
સહનશીલ પીરોજા નાટક.
રંગમાં ભંગ નાટક.
ખુશરો શીરીન નાટક.
લૉન ટેનીસ.
બીઝિક.

# મારી કૉરેલીના નિતિ-વચનો.

કર્તા—

રતનજી ફ્રામજી શેઠના

જ્ઞાનચક્રનો રચનાર.

મુંબઈ, લાલબાગ, પરેલ.

ધી જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઑરફનેજ,

કૅપતન પ્રિંટીંગ વર્કસ.

કિંમત ૮ આના.

# મારી કૉરેલીના નિતિ વચનો.

**પ્રસ્તાવના.**

જૂદા જૂદા વિષયોનાં ગ્રંથો લખવાની મારી ચાલુ ઉલટ અને વાંચક વર્ગ તરફના ઉદાર આશ્રયનાં પ્રતાપે આ **પચીસમું** પુસ્તક લખી મેં પ્રગટ કર્યું છે.

મારી કૉરેલી એક નવલકથા રચનાર તરીકે ઈંગ્રેજી ભાષા જાણનાર વર્ગમાંજ નહિ, પણ જે જે પ્રજાની ભાષામાં તેનાં પુસ્તકોનું અનુકરણ થયું છે તેમાં તે ભારે વખાણ પામી છે. આવી એક બાહોશ લેખક બાનુનાં વિધ વિધ ગ્રંથોમાંથી નિતિબોધક વાકયોનું સંશોધન કરી અત્રે ઉતારા આપવાની મે કોશેસ કરી છે.

આય નાનકડું પુસ્તક તૈયાર થતાં 'આઇને-અકબરી' નામે ગ્રંથ ગુજરાતી ભાષામાં કટકે કટકે પ્રગટ કરવાનો મારો ઇરાદો છે, તેને વાંચક વર્ગ તરફથી આશ્રય મળશે એવી આશા છે.

રતનજી ફ્રેરામજી શેઠના—કૃત.

# The Beauties of Marie Corelli.

# મારી કૉરેલીના નિતિ વચનો.

## ૧.

અજબ શકિત.

ખુદરતી નિયમ મુજબ, વનસ્પતિનાં બિયાં જ્યાં તેમની સારી વધ થશે તેવે સ્થળે હવામાંથી ગમન કરી જઇ પડેછે. તેજ મુજબ દ્વેશનાં અને પ્રિતીનાં, દુઃખનાં અથવા આનંદના બીયાં માનવી અંતઃકરણમાં પ્રેરણા કરનારી એક અજાયબ શક્તિ વાતાવરણમાં ભ્રમણ કરતી રહે છે, તે જેમ માનવીના અંતઃકરણમાં જેવા વિચાર ચાલતા રહે છે તે મુજબ મનોવૃત્તિ જાહેર કરે છે.

## ૨.

**અનદીઠ સ્થળ.**

સૃષ્ટીનાં અદભૂત ચમત્કાર ફોકટનાં છે એમ શું કહી શકાશે? જેનો કદીજ ખોલાસો યા ભેદ પામી શકાશે નહિ આવી વાતોનાં વિચાર કરવા માટે માનવીનું શું જીવન શક્તિમાન છે? સ્વપનમાં ભંગ થનારાં સ્વપનાં જોવા થકી, આધાર શિવાય જાગૃત કરવા માટે, શું માનવી જન્મ ઇશ્વરે આપણુને આપેલો છે?—નહિ બીલકુલ નહિ. આ પૃથ્વીની પેલી તરફ એક અનદિઠ મિનોઇ સ્થળ છે, ત્યાં નેક માણસોને જે કાંઇ આ જગતમાં હાસલ થતું નથી તે મળે છે.

## ૩.

**અનુભવી વાતો.**

જે જે કાંઇ વાતો બને છે તે દરેકમાં કાંઇ નહિ ને કાંઇ પણ અર્થ સમાયલો હોય છે અને તેના પ્રતાપે જીંદગીની સાંકળમાં એક નવી કડી જોડી શકાય છે. કોઇ વખતે એવું બને છે કે, કોઇ ચોકસ વખતે કોઇ ચોકસ એક રસ્તે જતાં હોઇએ, ત્યારે મન કે ચિત્તમાં નહિ એવી એકાદ વિપરીત વાત બની આવે છે, તે માટે કલ્પના વટીક ચાલતી નથી. આવી અનુભવથી મળેલી દરેક વાત યાદદારતમાં રાખી જો વિચારથી વર-

ત્યાં હોઇએ, તો મોત સુધી કુમાર્ગમાં પગલું પડવાનો પ્રસંગ કદાચજ આવશે.

---

૪.

*અવિનાશી શક્તિ.*

ઘણા લોકોને અંતઃકરણમાં સમાયલી અવિનાશી શક્તિની (આત્માના) હસ્તીનું બીલકુલ જ્ઞાન કે ભાન હોતું નથી, પણ તે જે વિશિષ્ટ શક્તિને સુધારા ઇચ્છીત હોયછે તે મોત પછી ફોકટ જનારી આ ખાકી શરીરની અસલ્ય ચિંત્તા માનવી દોડાવે છે, તે કરતાં જો તેમને અમર્ગ ચીજો તરફ અર્પણ કરી હોય તો, તે તેને શાંતિ બક્ષનાર સુખદાયક થઇ પડશે.

---

૫.

*અહંકાર.*

ઈનસાનને તેના અંતઃકરણમાં વસેલા અહંકાર સિવાય બીજો દુશમન નથી. તેજ બીજા વેરી ઉત્પન્ન કરે છે. તે તમામ પાપનું જડ મૂળ છે. સાધુ પુરૂષોએ જે એક કહેવત બનાવી છે કે "નરક મૂલ અભિમાન" તે બોલેબોલ ખરી છે. માનવીનો અહંકાર તેને તેના ચઢતા વખતમાં ખૂરાબી તરફ હડસેલવાને કારણ થાય છે. નમ્રતાઇથીજ સ્વર્ગે પોંહચી શકાય છે.

૬.

**આપઘાત.**

કોઈ પણ મરણ પામી શકશે; છેલ્લો દમ કાઢી નાખવો ઘણો સેહેલ છે, તે એકાદ નાહના બચ્ચાંથી તે વીર પુરૂષ સુધી કોઇ પણ સેહેજમાં કચડી શકશે. એક પળ દુઃખની વેદના થઇ કે થયું, આ લોકનો વાસ ખતમ થગો. આવા મોતમાં જરાએ શૂરાતમ નથી, ખરી બહાદૂરી જીવવામાં છે. મોત એટલે ફ્કત ચલનવલનાદિ વ્યાપાર બંદ કરવું એ છે. દુનિયાના પેદા કરનારે તેડવા આગમજ આફ્તો અને દુઃખો એમનાથી ડરી ઉતાવળથી અને અજ્ઞાનતાથી આ જગતની રંગભૂમી ઉપરથી નાહસી જવું (આપઘાત કરવો) ગોયા હિચકારાપણું છે. કામ ગમે તેવું હોય, પણ લીધેલા વેશનો ભાગ ભજી બતાવવોજ જોઇયે.

૭.

**આત્મા.**

**જેને** પ્રાણ એમ એક છે, તેજ લોહીપર રંગ ચઢાવે છે, જ્ઞાનતંતુને વધારે છે અને આંખોને પ્રકાશિત બનાવે છે, તેજ આત્મા છે.

૮.

**આત્માની અમર્ગી**

**ગરમી** વિના અગ્નિ રહેવાની કલ્પના કરવી જેટલી ભૂલભરી છે, તેટલુંજ “ આત્મા અમર્ગ નથી ” એમ કેહવું ભૂલ ભર્યું છે.

## ૯.

**આપણું નથી.**

**આ** જગતમાં એવી કઇ ચીજ છે કે જેને ખુદની કહી શકાશે ? જે જ્ઞાન માનવી પ્રાણીને મળેલું છે, જે શ્વાસોચ્છ્વાસપર પ્રાણિ માત્રનું જીવન લટકેલું છે, જે જીંદગીનો રસ હમેશાં ધોરી નેસમાંથી વહેતો રહે છે, એ તમામ અતિ બુલંદ શક્તિ તરફથી ઉપયોગ થકી મળેલું છે. તે કોઇને કોઇ દિવસ પાછી આપવી પડશે. હુન્નરકળા વિશે જો વિચાર કરીએ તો, ચિતારા અને સંગીતકલાધર એઓ ભૂલભર્યો ખ્યાલ ધરાવે છે કે, તેઓ આ કલા પોતાની કહેવાડે છે; પણ કદીજ તેમની નહોતી અને તેમની થશે પણ નહિ. તે મહાન શક્તિમાન પરમકૃપાળુ તરફથી મળેલી છે. તેમની યોજના કરવાનું કામ માત્ર માનવી જાત તરફ છે. એકાદ સુંદર ઇમારતની ભીંત ઘૂંટનારા કડીયાએ, તે ઇમારતની રચનાનું ચિત્ર પોતાની કલ્પનાથી તૈયાર કરી રંગ્યું, એવો ફોકટનો અભિમાન કરવો જેટલો હસવા સરખો છે, તેટલોજ ખ્યાલ કોઇ ચીજ માટે પોતાની કલ્પનાની છે એમ કહેવું સરીયામ ખોટું છે. કોઈ પણ કામની એક વખત પૂર્ણતા થઈ કે કરતાનો સંબંધ તુટયો. પછી જેમના થકી તે

બનાવ્યું હોય તેના સ્વાધીન તે થાય છે અને લોકોપયોગી થઇ પડતાં તે વખતના વહેવા સાથે એકના હાથથી બીજાના હાથમાં જઈ પડે છે. આથી આપણું પોતાનું એક કશુંજ નથી. ખુદની ચીજ એટલે જેનો કદીજ વિયોગ થતો નથી તે ચીજ છે.

૧૦.

ઓરત જાત.

**ઓરત** જાતનાં સ્વભાવ જૂદા જૂદા છે. પણ પ્રેમનાં સંબંધથી જોતાં બધાનાં સરખાજ હોય છે. એવી એક ઓરત જુઓ કે, જેણીએ કોઇપર અથવા કશાપર મોહબત કદીજ કરી નહિ હોય, અને એવી જો કોઈ ઓરત શોધી કાઢશે તો તે ભારે અજાયબીભરી વાત શોધી કાઢવા જેવું થશે.

૧૧.

ઇશ્વરી અંશ

દરેક પ્રાણી જન્મે આવતાં તેના અંતઃકરણમાં પરમેશ્વરનો અંશ હોય છે. તેનેજ આત્મા એમ કહીએ છિયે. જો મનથી કોશેસ કરી હોય તો તે આત્માને સારી હાલતમાં લઇ જઇ શકાય છે. બચ્ચાંને બચપણુથીજ સારે રસ્તે દોરવી કેળવણી આપતાં તે જેમ એકાદ વિદ્યા અથવા હૂન્નરકળામાં બાહોશ નિવડે છે, તેજ પ્રમાણે તે આત્માને આવા ઉંચ્ચ સ્થાને પોંહચાડી શકાય છે, કે

જેની કલ્પના વટીક કરી શકાતી નથી. ભારે દિલગીરીની એ વાત છે કે, આ પૃથ્વી ઉપર અરધાથી વધારે લોકોમાં આ આત્મા હમેશાં અજ્ઞાન હાલતમાં હોય છે, તે કદીજ વિકાસ પામતો નથી.

---

## ૧૨.

ખુદાઇ મોહબત બધે ઠેકાણે સરખી ભરેલી છે. તે પવનની હીલચાલ, પ્રચંડ મોજાના તુફાન, છ ઋતુનાં રૂપાંતર, ફૂલની પેદાયશ, વનસ્પતિની વધ, આફતાબી રોશનીની નૂરાની, તારાઓનો ચમકાટ આ બધાંપર પોતાની સત્તા ચલાવે છે. તે તમામ પાપ દુઃખ નાશ કરવા માટે દયારૂપ વાદળાંથી ચારે તરફ સરખી રીતે વ્યાપી રહેલી છે. તેણેજ નવગ્રહને ખગોળમાં લટકાવેલાં છે અને દુન્યાનો અંત થશે ત્યાંસુધી વક્રિભવન કરવાની તેને આજ્ઞા આપી છે. આહા ! આવો તે મહાન અલૌકિક લીલાનો કર્તા અંધ, બેસમજ અથવા ઐયાશી નથી. તેને તો એક શેહેનશાહનું મોત જેટલું મોટું અથવા નાહાનું છે તેટલુંજ એક સકુમાર પક્ષીનું છે. એકાદ મહાન રાજ્યની પડતી જોઈ તેનું મન દુઃખી થશે, તેટલુંજ દુઃખ તેને એક ફુલના નાશથી થશે. હજારો ભકતોની પ્રેમ

ઇશ્વરી પ્રેમ.

ભરિત પ્રાર્થના જેટલી કુમળા અંતઃકરણથી તે સાંભળે છે, તેટલુંજ બાલકોની સાદી બંદગી શાંત ચિત્તથી તે સાંભળે છે. ઉપર નીચે અને સર્વ તરફ દરેક વસ્તુમાં સૂર્યથી તે એક રતીની રજકણ સુધી તે એક સરખો વ્યાપી રહેલો છે. તે શું આપણી મોહબતનો કદી પણ તુચ્છકારથી તિરસ્કાર કરશે ? સબબ તે તિરસ્કારનો ખુદ નાશ કર્તાછે. ખરેખર તે પોતાની આ પેદાયશ ઉપર બેહદ પ્રેમ હમેશાં કરતો રેહે છે, અને જે પ્રમાણે પ્રિતિ પૂર્ણ બનવા તેને દયા, માફી અને સહન-શિલતાની જરૂરછે; તેમજ તે દયાથી, ક્ષમાથી અને સહનશિલતાથી પૂર્ણ ભરપૂર છે. આવા તે સર્વવ્યાપી જગતકર્તાને ભૂલી જવાથી કદી પણ સુખ પ્રાપ્ત થશે કે? કદી નહિ!

## ૧૩.

ઇશ્વરી બળ.

**આ ઇશ્વરી** બળ કેવું અને કયાં છે, એવો જો કોઇ સવાલ કરશે તો જે નિયમ ઉપર પ્રાણિ માત્રનું જીવન લટકેલું છે, જે ખુદરતી મનોહરતા ચોતરફ સરખી ફેલાયલી છે, તેમાં તેનું સ્વરૂપ સ્પષ્ટપણે નજરે પડે છે. તેમજ આકાશના નિવા-શમાં દેખાનાર બેહદ અજાયબ ચમત્કારો અને

મહાસાગર માહેલા અપ્રતિમ વૈભવમાં ખુલ્લેપણે નજરે પડે છે. જેઓએ પોતાનો તમામ જન્મ શેહેરમાં ગુમાવ્યો હોય, તેમનાં મન થોડાં ઘણાં સાંકડા બનેલાં હોય છે. કારણકે શેહેરમાં વસવાથી ખુદરતની રમણિયતા, નાહના મોટા પર્વત, સરોવરો, વિશાળ વૃક્ષો કદાચજ તેમની નજરે પડે છે. પણ શેહેર એટલે માનવી કલાચાતુર્યનું ફલ, તેની રચનામાં જગકર્તાએ કશો હાથ નાખેલો હોતો નથી, એવે ઠેકાણે રેહવાથી કદાચ તે જણાશે નહિ; પણ કુદ્રતી મનોહરતાથી છવાયલા જંગલોમાં નજર દોડાવતાં તરતજ તે નજરે પડશે.

## ૧૪.

**એકાંતવાસ.**

ફક્ત પવિત્ર ચાલના અને નિર્મલ અંતઃકરણના લોકો એકાંતવાસને યોગ્ય છે. સબબ એકાંતવાસમાં રહેવું એટલે ખુદાના અનદીઠ ફરેસ્તાઓની નજર સામે રેહવા જેવું છે. એકાંત સ્થાન એવું કેથેજ નથી. દરેક સ્થલનું ખુણે ખુણું ખુદાઇ દુતોથી ભરપૂર છે અને છુપી જગ્યામાં કરેલાં કાવતરાં તેઓ કેમ જુવે છે અને લખી રાખે છે એ પણ કોઇને જણાતું નથી; આથી આપણું કૃત્ય કોઇએ જોયું નથી એમ કદી બોલવું નહિ.

## ૧૫.

એમ થયું હતે તો?

કોઇ પણ વિચારી માનવી પાછળ ગયેલી વાતો વિષે વિચાર કરતા નથી. "એમ થયું હતે તો એમ થતે," આવા ખ્યાલના મનોરાજ્ય ચારે તરફથી "મૃગજળ"થી વ્યાપી રહેલાં છે. તે એક બેહદ દૂર અને અંધકારમય સ્થળનો ભાસ છે, ત્યાં આંસુરૂપી વાદળાં હમેશ હમેશગી સુધી વર્ષાવ કરતા રહે છે.

## ૧૬.

કિર્તી.

કીર્તિ અને સંપત્તિ આ બે ખાકી ચીજો માટે માનવી હમેશાં પરસ્પરથી બેઅંદાજપણે લઢતા રહે છે. પણ અંતે પૂર્ણ સંતોષ એવું એકને પણ મળતું નથી. એ નજરે જોતાં થોડો વખત ખુશહાલી આપવા તે શકિતમાન થાય છે, પણ અંતે દુઃખનેજ કારણ થાય છે. પોતાને જીતવું એજ મહા યુદ્ધ છે. તેના દરેક નવા વિજય પ્રાપ્તિમાં પૂર્ણ શાંતી, આસાની અને સુખ મળે છે. જે યોદ્ધા પોતાના મનોવિકારને જીતવા તૈયાર હોય છે, તેની માનસિક હિમ્મત અથવા બહાદૂરી ઓછી કરવા કંગાલિયત, દુઃખદર્દ અથવા કમનસીબ સમર્થ થઇ શકતું નથી.

૧૭.

કિસ્મત.

"હું તવંગર થયો હતે ! માનવંત બન્યો હતે ! હું કીર્તિમાન થયો હતે ?" એવા એવા ખ્યાલ કરવા એ કેટલી નાદાની છે ? કોઇપણ માનવીનાં બદનમાં એલમનું પૂર્ણ તેજ જોકે હશે, સાધારણ પુરૂષ કરતાં પણ તેના જોકે બુલંદ ખ્યાલ હશે, છતાં એક નસીબ પ્રતિકુલ હશે, તો તેના હાથથી શું થશે ! કીસમતથી ઉપરવારી થઇ વધી શકાશે એમ કોઇએ માનવું નહિ. સબબ તે તદનજ અશક્ય છે. કોઇએ ગમે તેવી જીવતોડ મેહેનતે કોશેસ કરી હોય, છતાં તેને કીસમતની પ્રતિકુલતા ફેરવવાની શકિત હાથ આવશે નહિ, અથવા સુદૈવને પ્રતિકૂલ સ્થિતિમાં લાવી શકાશે નહિ. જેમ જેમ કીસમતનાં લખ્યા લેખ હશે તેમ તેમ બનવાનું બનશેજ, તે કદીજ ચુકશે નહિ.

૧૮.

ખુદાની કુદરત.

**માનવી** બુદ્ધિ શકિતને ખુદાઇ કુદરત અગમ્ય છે. આવા ખ્યાલમાં જો તમામ જીંદગી પસાર કરી હોય; છતાં તે માહેલો ભેદ કદીજ સમજ પડશે નહિ. જમીનમાં રહેલાં વનસ્પતિ બીજમાં સૂર્ય

કિરણો કેમ પેવશ થાય છે અને તેમની વધ કેવે પ્રકારે થાય છે, તે કોઈ પણ કદી કહી શકશે નહિ. તેમજ તે જલતુષારને અને રેતીના રજકણને નૂરમંદ મોતીનું અને હીરાનું રૂપ કેમ આપેછે એ પણ જાણી શકાશે નહિ. દુન્યાઇ ચીજની સાધારણ વાતનો વટીક કોઇને પણ શોધ મળી શકતો નથી, પણ જે જીગરમાં જમીન આસમાનો વ્યાપેલાં છે, તે મહાન પ્રચંડરૂપ માનવી બુદ્ધિશક્તિને કેમ જણાશે. મીનોઇ ખાવંદે દુન્યાની પેદાયશ કીધી; હવે જો તેના મનમાં ખુદ માસ હાડકાનું રૂપ ધારણ કરી એકાદ પવિત્ર નારીને પેટે જન્મ લેવાનો વિચાર હોય તો તેમ કરવા તે તમામ શક્તિમાન છે. હવે તમામ દિશા ભણી દેખાનાર અજાયબ ચમત્કારો વિશે જો વિચાર કીધો હોય, તો તમામ પ્રાણી અદભૂત છે. અદભૂતમાંજ તેઓ વસે છે. આ તમામ જગત અદભૂત છે. તે પોતાના નિયમ મુજબ ચાલે છે, તે કોઇની પર્વા કરની નથી. આથી દરેક માનવીએ સાધુ પુરૂષોએ સુચવેલા સન્માર્ગે જવું, સચ્ચાઈની શોધ કરવી, અને તે સચ્ચાઇએ જો તેને તુચ્છકાર્યો હોય તો, તેને બદનામી આપવી નહિ. જે મુર્ખાઇને તે ઓળખી શકતો નથી, તેનેજ દોષ આપવો.

## ૧૯.

**ખરો મિત્ર**

**ખરેખર** ખરાબ રસ્તે જનારાઓને જેઓ સાવધ કરેછે તેવા દિલસોજને કોઇ પણ ભાગ્યેજ અગત આપતા નથી. પણ તેમની ખરી કિંમત જાણવાની જો અંગે સામર્થ્ય હશે તો તે ખરા મિત્ર જણાશે.

## ૨૦.

**ગાયન.**

**મધુર** ગાયન એટલે મનોવિકારને સજીવન કરનાર સાધન છે.

## ૨૧.

**ગેરસમજ.**

**એવાં** કેટલાંબધાં કમનસીબ પ્રાણીઓનાં જન્મનું આ અજ્ઞાનતાના ભયંકર અગ્નિએ નાશ કીધો છે ? સમજમાં થોડો ફરક પણ જનમનો નાશ ! એકાદ તદન નજીવી ગેરસમજને લીધે એવા કેટલાંબધા પ્રેમી અને અતલગનાં સંબંધમાંના અંત:કરણ માહેલાં દૃઢ પ્રેમ રજ્જૂ, જે પ્રમાણે કરોળીયાનું જાળું બચ્ચાંના સેહેજ સ્પર્શથી ઝટ તુટીને નાશ પામે છે, તેજ પ્રમાણે છિન્ન છિન્ન થયાં છે, અને થતાં જાય છે. આથી કશોએ શોક મનમાં રાખવો નહિ, તે ઉપજતાંજ તેને મનમાંથી દૂર કરવાનો વિચાર કરવો.

## ૨૨.

ઘેરની કેળવણી

સ્ત્રીઓનાં આચરણુનો આધાર તેમને બચપણુમાં મળેલી ઘેરની કેળવણી ઉપર રહે છે. એક વખત તેઓ પ્રૌઢ થયા પછી જોકે ચાલુ પ્રયત્ન કર્યાં હોય, તોય તે ઘણુંકરી ફોકટ જાય છે. ખરાબ ખામી તેમનામાં જડઘાલી પેસે છે પણ તેનું કારણુ કશું જડતુ નથી. જેઓ ભવિષમાં સદગુણી નિકળશે એવી ઘણી આશા રહે છે, તેઓજ કાંઇ જૂદાં દુર્ગુણુથી કોડીમોલનાં બને છે, આથી બચપણુમાંજ સાહ્ચેતી લેવી જોઇએ.

## ૨૩.

જગત ઉત્પતિ.

દુનિયાંની ઉત્પતિમાંથી આજ સુધી ચાલતા આવેલા દરેક ફેરફાર પરસ્પરથી નિકટ સંબંધ ધરાવે છે. અર્થાત તે એક સાંકળ છે, એમ કહીએ તોય ચાલશે. તે સાંકળની દરેક કડી બીજી કડીને નિકટ જોડેલી હોય છે. હવે આ સાંકળ અસ્તિત્વમાં કાં રહેવી, એ ઘણું ભેદભર્યું છે, અને તે જરાએ છોડવી શકાવાનું નથી.

## ૨૪.

*જગતમાંનું રહસ્ય.*

**પાછળ** બની ગયેલી વાતો એટલે ચાલુ સ્થિતિનો એક ભાગ હોય છે અને આગલું ભવિષ્ય વટીક છુપેપણે વાસ કરતું રહે છે. એક માનવીના ચરિત્રમાં દુનિયાં માહેલા તમામ ભેદભરમોનો સમાવેશ હોય છે, અને શરૂઆતથી જો તે તમામ જણાય તો જગતની ઉત્પતિનું કારણ સેહેજમાં શોધી શકાશે.

## ૨૫.

*જનભક્તિ.*

**લોકોનું** દિલ ખોટી ખરી વાતોપર ઘણો રેહ છે. એકાદ અસત્ય વાત ફેલાવવા એક માસ વટીક જોઇતો નથી પણ ખરી વાતો જાહેર થવા ઘણો લાંબો વખત લાગે છે.

## ૨૬.

*જુવાની*

**જુવાની** પ્રાપ્ત થતાં દરેક મરદ ઓરતનાં ચરિત્રને શરૂઆત થાય છે. તે પેહેલાં આયુષ્ય એટલે તદન અનુકૂલ અથવા પ્રતિકૂલ વાતોમાં ગુમાવેલાં દિવસ હોય છે. તે વખત દરમ્યાન માનવી થોડીક ઉપયોગી અને ઘણીએક ફોકટની તકલીદ વાતો શીખે છે, અને એકંદર દુનિયા વિશે અરધા જાગૃત,

કેટલાક ખુશહાલ, કેટલાક અનિશ્ચિત અને કેટલાકની અજબ જેવી હાલત હોય છે. પણ જુવાની પ્રાપ્ત થતાં સુખની આશા એકદમ ઉત્પન્ન થાય છે, અને મનની પેહેલી હાલત બદલાય છે. મનોવિકાર સમજવા માડેછે, વિચારશક્તિ ઉત્પન્ન થાય છે, સંસારનું થોડું ઘણું જ્ઞાન સમજ પડે છે, અને ભાવી સ્થિતિનાં મનોરાજ્યમાં તે ખુશહાલીનાં શિખર ઉપર એટલી તો ઉંચાઇપર જઇ સ્થાપન થાયછે કે તેમને બેહેશ્ત માત્ર એક આંગળ દૂર જણાય છે. પણ છેલ્લે તે પળવારનો મૃગજલ મોહક ખુશહાલી જતી રહી ફરી તે અજ્ઞાનસાગરમાં પડી ડુબકી ખાયા કરે છે. ખરેખર આ જગતમાં ચારો તરફથી એક સરખી મુરખાઇ ભરેલી છે. આ મુરખાઇનાં જાળામાંથી જો છુટકો કરી લેવાનો હોય, તો હમેશગીના સુખને મુકામે પોંહચવાનો યત્ન કરવો.

---

૨૭.

**જે તે પોત પોતાને માટે.**

"તે આપણા પોતાના માટે છે, બીજા માટે કોઇ નથી." જ્યારે ખુદનુંજ હીત સમાયલું હોય છે, ત્યારે કોઇ પણ ધર્મનાં, વ્યાપારના અથવા રાજ દ્વારી બાબતની સચ્ચાઇ તરફ બીલકુલ ધ્યાન આપતું નથી. આ સમયમાં ઘણાખરા ગ્રંથો અને વર્તમાનપત્રો દ્રવ્યનીજ લાલચથી લખેલાં હોય છે.

૨૮.

ટુંકી નજર હમેશાં વર્તમાન હાલતમાં સંતુષ્ટ રહેછે. તેમને ભાવી સ્થિતીનો જરા પણ વિચાર હોતો નથી; પણ ઉમરમાં આવતાં તેમને ભાવી સ્થિતિની ચિંતા ઉપજેછે અને તેથી તેઓ હમેશાં દુઃખી રહેછે.

ટુંક નજર.

---

૨૯.

ખોટું બોલવું એ ઘણુંજ ખરાબ; પણ જાણીજોઇ લુચ્ચાઇથી વર્તવું ઘણું ભયંકર છે. અમે એવા-તો અસત્ય જગતમાં વસીએછે કે, અહીં ખોટી વાતો બાહેરના દેખાવ ઉપરથી માત્ર સુંદર બનાવવામાં આવે છે, અને ભારે દુર્દૈવની એ વાત છે કે, કોઇ ગમે તેવી સચ્ચાઇથી વરતે, છતાં કોઈનો-પણ તેપર વિશ્વાસ બેસતો નથી.

ઠગાઇ.

---

૩૦,

ફોકટની પદ્વિ એટલે સમાજનાં દિલો ખેંચી લેવા માટે નામને જોડવાનાં મૃગજળ જેવી જાહેર ખબરો છે. જે લોકો વિદ્વાન અને કુલીન ખાનદાનનાં છે, તેમને આવી પદ્વિ કે માનચાનમાં બીલકુલ મોટાઇ જણાતી નથી. પણ, જેમનો

ઠાલી પદવિ ને માન ચાન.

જન્મ ઉંચ કુલમાં થયલો નથી, કે જેમને સારૂ શિક્ષણ મલ્યું નથી તેઓ આ ફોકટની ઠાલી પદ્ધિ કે માનચાનને મહત્વ લાગુ પાડતા નથી. તેમને એકાદ "ખાનસાહેબ, ખાનબહાદૂર" જેવો એલકાબ મલ્યા પછી જો એકાદ સભામાં જવાનો પ્રસંગ આવ્યો, તો તેના હાથે ધામટ વર્તણુક થયા વીના રહેતી નથી.

## ૩૧.

તર્ક જ્ઞાની.

**ઓરત** જાતનાં અપાર પ્રયત્ન પાછળ નાખી અમેજ તર્કજ્ઞાની છિયે, એવી શેખી મરદો હમેશાં કરતા રહે છે. પણ દુર્ગુણ છુપાવવા માટે તર્હેવાર અક્કલ લઢાવવાની જે કાંઇ તેમની અજાયબ તર્હા હોય છે, તે ઉપરાંત કાંઇ પણ આશ્ચર્યકારક હોતું નથી.

## ૩૨.

તારીફ.

જે સ્ત્રીઓ સદ્દગુણી હોય છે, તેમને લોકોએ કરેલી તારીફ બીલકુલ પસંદ પડતી નથી; પણ જેવો ખરાબ ચાલની હોય છે, તેઓ ખુદ પોતાનીજ તારીફ કરાવે છે.

## ૩૩.

**તેજોમય તારો.**

**આકાશના** નિવાસમાં અસંખ્ય ખુશહાલી પમાડનારા ચળકાટદાર સેતારા જગકર્તાએ શાકાજ પેદા કર્યાછે એવો સવાલ જીજ્ઞાસુ માનવી તેમની તરફ અવલોકન કરી પુરાતમ કાલથી આજ સુધી કરતો આવ્યોછે, છતાં હજી આ સવાલનો નક્કી જવાબ મળયો નથી; અને વિધાતાના અપાર ચાતુર્યનો ભેદ કોઇ પણ પ્રાણી ખુલ્લો કરી શકતો નથી. આ સવાલનો વિચાર કરવા બેસતા અક્કલ ગુંગ બનેછ.

## ૩૪.

**દીવાનો.**

**હાલમાં** "ઘેલો" આ શબ્દની વ્યાખ્યા કાંઇક અજબ રીતેજ જણાવવામાં આવે છે. કેટલાક લોકો-જો કોઇ બુદ્ધિમાન પુરૂપ પોતાના મહાન વિચાર પૂર્ણતાએ પોહચાડી શકાય આથી કલ્પના કર્યા કરે છે, જે મહાત્માઓ પરહીત માટે પોતાના સુખને તજે છે, જે યોધ્ધા જીવ બચાવવા માટે લઢાઇના મેદાનમાંથી નાહાસી નહિ જતાં શુરા-તમથી જીવ ગુમાવે છે, તેને દીવાનો કહે છે. તેમના વિચાર પ્રમાણે જે સોદાગર લોકોને યુક્તિથી ફસાવી દોલતનો ઢગ મેળવેછે, તે માત્ર ડાહ્યો કહેવાય છે.

### ૩૫.

દુઃખ.

**મનમાં** ને મનમાં સમાવી રાખેલું દુખ સહન કરવું ઘણુંજ કઠણ છે, અને જ્યારે દુઃખી માનવીને પોતાનું દુઃખ જાહેર કરવા રસ્તો મળે છે, ત્યારે તે અરધો અરધ ઓછું થયા જેવું બને છે.

### ૩૬.

દુષ્ટ માનવી.

**સિંહ** હમેશાં પોતાની ક્રૂરતા જાહેર કરે છે; સાપ જોકે છુપાયલો હશે તોય તે ફૂસ ફૂસ અવાજથી પોતાની સૂચના કરે છે: ભયંકર વરૂ પોતાની ચીચીયારીથી જંગલમાંથી જનારા પ્રવાસીને નાહાસી જવાની સૂચના કરે છે, પણ માનવી પોતાની મતલબનો અંત બતલાવતા નથી. તેઓ સિંહ કરતાં પણ ક્રૂર છે, સાંપ કરતાં પણ વિશ્વાસ ઘાતકી છે અને વરૂ કરતાં વધુ ભયંકર છે. તેઓ પોતાના ભાઇબંધ વર્ગનો હાથ મિત્રાચારીથી બાંધી લઇ મીઠાસથી તેમને જકડેછે અને દુષ્ટ તથા મતલબી અંતઃકરણ ઉપર હાસ્યમુદ્રાનો પરદો પાંથરે છે.

## ૩૭.

**ધર્મગુરૂની ફરજ.**

**ધર્મગુરૂઓની** મુખ્ય ફરજ એટલે તેઓએ દુનિયાંના દર્પણ ઉપર નજર દોડાવી જીંદગીના પ્રતિબિંબ પામેલાં સુખદુઃખનાં કિરણો અવલોકન કરવાં જોઇએ. પછી તેમાંનો ભેદભરમ જાણવા માટે વિચાર કરી જગતનાં ભલાં માટે ઈશ્વરની બંદગી કરવી જોઇએ અને દુનિયા માહેલી મુખ્ય ફરજો શું શું છે તે આપણાથી અજ્ઞાન એવા સમાજને સમજાવી તેમનાં મનપર ઠસાવવું જોઇયે. ફકત પેટ ભરવા થકી ભોલાંભટાક માનવીઓને ખોટી વાતો જણાવી વખતનો દુરૂપયોગ કરવો લાજમ નથી.

---

## ૩૮.

**ધીરજ**

**સત્ય** અને માન આપવા લાયક કયું, એ સંબંધમાં હામ મત બાંધવા ઘણો વખત લેવો પડે છે. જેમને પોતાની ભરજુવાનીમાં પ્રજા-સત્તાક રાજ્ય જોઇએ એવી ઈચ્છા થાય છે, તેઓ પોતાની પુખ્ત ઉમરે રાજપક્ષને જઈ મળે છે. જેઓ વ્યવ્હારમાં અનિશ્વરવાદી હોય છે, તેઓ પોતાની વચલી ઉમરે પરમાર્થિક બને છે. આથી કોઇ પણ વાત વિશે ધીરજ નહિ પકડતાં, ઉતાવળથી મત બાંધવું ઘણું ભૂલભર્યું છે.

### ૩૯.

નર જન્મ.

આ દુનિયાઇ ચક્રનાં ફેરામાંથી આત્માનો છુટકો કરવા માટે ઇશ્વરે માનવી જન્મ આપ્યો છે. આથી દરેક દુષ્ટ અને ધાતકી સ્વભાવ તજી સદાચરણ અને સચ્ચાઇથી પૂર્ણ બનવાનો યત્ન કરવો. ફકત નિરાશ્રિત અને નિર્બલ લોકોને પગતળે કચડી નાખવા, અથવા સ્વાભાવિક મોહક દેખાનાર કુદરતી પેદાયશોનો નાશ કરવા આ નર જન્મ પ્રાપ્ત થયો છે એમ માનવું નહિ. ખરું જોતાં માનવી જન્મ એ ચતુરાઇ અને પશુત્વ એમના મિશ્રણ જેવો છે. આપણાં ઇષ્ટ મિત્રો, સગાંસ્નેહિઓને દુરગુણમાં ડુબેલાં જોઇ આપણે પણ તે રીત સ્વિકારવી કે? અથવા સ્વચ્છ રહેવું. માત્ર શરીરથીજ નહિ, તો બદકારી, અસત્ય અને દુશમનાઇ આ દુષ્ટ વિકારથી મન નિષ્કલંક રાખવું. સબબ આયુષ્ય એ ઘરના પડછાયા જેવી છે, તેની કાયમી બીલકુલ નથી. પણ બીજી કાંઇક એક ચીજ છે કે તે હમેશગી સુધી ટકે છે. તે વસ્તુ તે આત્મા. જે આત્માને સારા માઠા કામો માટે તે ન્યાયાધિશ સામે જવાબ આપવો પડેછે.

## ૪૦.

નવું એવું કશુંજ નથી.

**આ જગતમાં** દરેક ચીજ પરિમાણુથી ફરી ફરી ઉત્પન્ન બની પૂર્ણત્વને પોંહચી છે; અને ફરી ફરી યાદદાસ્તમાંથી ભૂલાઇ ગએલી છે. ઉત્પતિ, સ્થિતિ અને લય એ જગતનો ચાલુ નિયમ હમેશાં ચાલુજ રહેવાનો. આ જગતમાં નવું એવું કશુંજ નથી અને નવું કદી થનાર-પણ નથી.

## ૪૧.

નસીબ.

**આ નાશવંત** દુનિયાંમાં કોઇ ગમે તેવો નિરૂપદ્રવી હશે તોય તેના દિવસ સુખથી ગુજરવાંના નથી. કિસમત યા નસીબ કોઇપણ એક પ્રાણીને સુખમય વૃક્ષના છાંડયા તળે ઘણો વખત બેસવા દેવાનો નથી. કોઇની તદન નજીવું કારણ મજબુત મિત્રાચારી અથવા સુખની સાંકળ ભાંગી નાખવા પુરતું થઇ પડશે, અને જે શાંતત્તા હમેશાં ટકનાર એવી દેખાયછે, તે તદન નાશ પામે છે.

## ૪૨.

નાશવંત પ્રેમ.

**આ નાશવંત** જગત માંહેલું પ્રેમ એ જલતરંગપર પડનારા ચંદ્રકિરણુ પ્રમાણે બે પળનું છે.

તે ક્યારે જડશે અને ક્યારે લય પામશે તેની ખાતરીજ નથી. આથી દરેકે સાચ્ચા અને અંખડ પ્રેમની ભાવના જાગૃત કરવી, કારણ તેટલા માટેજ અને તે વિકારની ભાવના પરમેશ્વરે પ્રાણિ માત્રના હૃદયમાં નિર્માણ કરેલી છે. જગત એ પુસ્તક પ્રમાણે દરેક સામે ખુલ્લું મેળાયલું છે. જેણે તેણે પોતાની અક્કલ મુજબ તેમાંનું રહસ્ય જાણી લેવું. માનવીજન્મ માત્ર બીજાઓને સંકટ સમયે મદદ કરવા માટે વિધાતાએ આપ્યું છે. આ ભવસાગરમાંથી આયુષ્યરૂપી વહાણ રૂદયમાં વસેલા પરમેશ્વરી અંશના વલ્હાંથી હંકારતા **તમોમય**ને ઠેકાણે બધું **તેજોમય** દેખાશે.

---

## ૪૩.

**નિંદ્રા.**

નિંદ્રા એટલે આખો દિવસ કામ કાજ કરી શ્રમ પામેલા મનને શાંતિ બક્ષનારી વિશ્રાંતિ. આ શાંતિસુખનો ઉપભોગ બચ્ચાં અને સખત મેહેનત કરનારા માનવી એમના શિવાય કોઇ એકને પણ તે પ્રાપ્ત થતી નથી. સબબ, રાત દિવસ તહેંજ્ઞતી ગડબડનો વિચાર કરનારા જે કોઇ હશે, તેમને એક કલાક પણ આ સ્વપ્ન રહિત વિશ્રાંતીનો લાભ મળતો નહિ હશે. પેહેલી

રાતના સુમારે માત્ર નામની તેમને ઊંઘ આવતી હશે પણ અર્ધ જાગૃત અને અર્ધ સ્વપ્નવત હાલતમાં તેઓ જાગૃત રહે છે. ખરેખરી મીઠી નિંદ્રાતો તેમને આવતીજ નથી.

---

### ૪૪.

**નિર્દોષ વધ.**

**નિરૂપદ્રવિઓનો** નાશ કીધાથી માનવીને આનંદ મળશે કે? તેમજ મધુર સરોદ ગાનારા બીચારાં નિર્દોશ પક્ષીઓને પિંજરામાં પુરી રાખી, ખાણા માટે ગરીબ ગરીબ પ્રાણીનાં નાઝુક ગળાપર છરી શું ચલાવતા નથી? વટેમાર્ગુઓને આશાયશ ને રાહત આપનારા શીતલ વૃક્ષને કાપી સુગંધિત પુષ્પોને તેમના સ્થાનથી તોડી નથી લેતા? અફસોસ! આ મુજબ દુનિયામાં નિર્દોશોનો એક સરખો નાશ થતોજ આયો છે.

---

### ૪૫.

**નોકર ઘેરનો.**

**ઘેરમાંના** નોકર પ્રમાણે છુપા જાસુસને પણ ઘેરમાંની છુપી વાતો શોધી કાઢતાં આવડશે નહિ, સબબ નોકરને ઘેરમાંના છુપા ભેદ ભરમ ખબર હોય છે. તેને ઘેરમાં આવતા જતા દરેક

ગ્રહસ્થની યોગ્યતા અને નામની ખબર હોય છે, તેને ઘેરમાં શું શું બની રહ્યુંચ તેની ખબર હોય છે. એકાદ રાજા જોકે હશે તોય તેનું જ્ઞાન નોકરને પૂર્ણું પણે જણાય છે, અને તેનું જો એકાદ બદ કરમ હશે તો તે પળભરમાં દુનિયા સામે લાવી ધરશે. ખરૂં છે કે જેને પોતાના નોકરો સાથે મધ્યમપણે ચાલતા આવડતું નથી તેને કોઇ સાથે પણ બનવાનું નથી.

---

૪૬.

**પ્રથમ દર્શની ભાસ.**

**જો શરૂઆતમાંજ** એકાદ માટે સ્વભાવિક તુચ્છકાર ઉત્પન્ન થયો, અને તેમ થવું ગમે તેવું મુર્ખાઇ ભર્યું દેખાશે, છતાં મનમાં તો પૂર્ણ ગાંઠ બાંધવી જોઇએ કે બન્નેનાં સ્વભાવમાં નહિ બંદ બેસે એવું કાંઇ છે, અને તેઓ હમેશાં પ્રતિસ્પ્રધી રેહેવાના. જો કે થોડા વખત માટે તે અણગમો દૂર કરી તેની સાથે મજબૂત મિત્રાચારી કીધી હોય છતાં આગળ પાછળ ભંગાણુતો પડવાનું. પ્રથમ ઉપજતા અણગમાનું કારણ ખુલ્લું જણાઇ આવેછે અને થોડા દિવસ તેઓ વચ્ચે મિત્રાચારી જડતાં તેનું પરિણામ બુરૂંજ આવેછે, આથી હમેશાં સાવધ રેહવું.

૪૭.

પરમાત્મા.

**વિશ્રાંતિ** અને આશ્રય એમનો ગોયા રેહબર એવા તે મહાન પરમાત્માના નામનો જેણે ખરા મનથી કદીજ ઉચ્ચાર કીધો નથી તેઓ સદા સર્વકાળ શકનાં વમલમાં ગુંતાયલા રહે છે. તેઓ રાત દિવસ તર્હેવાર વિચારોના તુરંગોમાં બેચેન રહે છે. તેઓએ કીધેલાં બદ કર્મોની યાદદાસ્ત તેમને વખતો વખત થઇ તેઓ બેચેન રહે છે. તેમને પોતાના છુટકારાનો ખરો માર્ગ જણાય ત્યાં સુધી તેઓ દુ:ખદાયક વાતો તરફ ખેંચનાર જૂદા જૂદા વિકારોનાં ભક્ષ્ય સ્થાને જઈ પડેછ, પણ જયારે પરમાત્માપર તેમનો ભરોસો આવેછ ત્યારે તેઓ પરમાત્માનું નામ તમામ જંજાલ તજી ભજતા જઇ શાંતિસુખનો લાભ મેળવવાનું એ એક મુખ્ય સાધન છે એમ માની તેના યોગે યોગ્ય વખતે દુષ્ટોને મહાત્મા બનાવેછે.

૪૮.

પરમેશ્વર.

**તે અમર્ગ** રયોમંદ મહાન દયાનિધાન પરમાત્મા કોઇ એક પણ પ્રાણીને જીંદગી સુધી દુ:ખી રાખશે કે ? નહિ, એમ તે કદીજ કરશે નહિ. દુ:ખમય હાલતના પ્રચંડ અગ્નિમાં અમોને હમેશાં

તરફડતા પડેલા જોઇ, તેના માયાળુ રૂદયમાં દુઃખ ઉપજશે, સબબ તે પ્રેમથી છલાછલ ભરપૂર થયલો છે, તે અમારાથી કદીજ નિર્દય બનનાર નથી.

---

૪૯.

પક્ષીનું મધુર ગાયન.

**બામદાદ**માં બિછાનાપરથી ઉઠી ચોતરફ નજર ફેરવી જોતાં ઝાડોમાંથી મીઠા સરોદ નિકળતાં કાને પડે છે. તંતુવાદ્યના મધુર સ્વર જેવા નિર્મલ મીઠા, અને કોમળ એવા અસંખ્યાત શબ્દો કાને પડે છે. આહાહા! જગકરતાએ નિર્માણ કીધેલા તે સકુમાર સુંદર પક્ષી વિશ્વકર્તા સકલ વસ્તુના પિતા પરમેશ્વરની અપાર લિલાના મધુર ગાયન નિર્મળ ભાવથી ગાતા જણાય છે. તે એખલપેટાઇ પણાથી ભરેલા માનવી પ્રાણીનાં શ્રુંગારેલા ગાયનથી તદન ભિન્ન હોય છે. આ નાહાના પક્ષીઓનાં પ્રેમળ સૂસ્વર અને સુલભ ગાયન કૃતઘ્ન માનવીને શું શરમ નહિ ઉપજાવશે? કબૂતર પોતાની માદા સાથે જેટલો પ્રામાણિકપણે વસે છે, તેટલા માનવી પોતાના વચનપર કદી પણ ઓસ્તવાર રહેતો હશે? તે પ્રકાશિત ખોરશેદના પ્રકાશનો મહિમા થંડીમાં, તેમજ તરેહજાતી સુગંધિત પુષ્પોથી ભરપૂર બનેલા વસંત

ઋતુની બામદાદ, બુલબુલ પોતાના પ્રેમળ સરોદથી જેટલા આભાર દર્શાવેછે તેથી સો ઘણી ઓછી રીતે માનવી તે પરમેશ્વરના આભાર માનતો હશે કે ? નહિ, તદનજ નહિ. તેમનો જન્મ એટલે તે પરમાત્માને ભૂલી નીચ પૈસાની પ્રાપ્તિ થકા પરસ્પર સરસાઇ કરવામાં ગુંતાયલો રહે છે.

૫૦.

પ્રકૃતિ.

પ્રકૃતિને ખ્યાલી એવું કાંઇજ કરતાં આવડતું નથી અથવા રૂપાંતર વટીક કરવાની શક્તિ હોતી નથી. તે ફકત પ્રકૃતિજ છે. એથી અધિક કાંઇ નથી. હવે પ્રકૃતિનો પ્રભાવ નહિ એવી કેટલીક વાતો છે, પણ તે માનસિક.

૫૧.

પ્રમાણિકપણું.

પ્રામાણિકપણું એ કુતરામાં સર્વમાન્ય ગુણ છે. પણ માનવીમાં તે કદાચજ નજરે પડેછે. કુતરા મનુષ્યપર મોહબ્બત કરે છે. માનવી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય ત્યાંસુધી પ્રામાણિકપણું બતલાવે છે, અને એક વખત મતલબ પાર પડી કે બેઇમાન બને છે. તોય તેઓ અમારો જન્મ શ્રેષ્ટમાં છે એવો અભિમાન ધરાવે છે. ખરેખર જો જનમાં સત્યતા, પ્રમાણિકપણું અને ભક્તિ આ સદગુણો

હશે, તો કુતરાં શ્રેષ્ટ છે, અને સ્વાર્થતા, અસત્ય અને દાંભિકપણું એ જો સદ્દગુણ હશે તો તેમાં માત્ર માનવી શ્રેષ્ટ છે.

---

## પર.

પ્રેમ. **પ્રેમ** એ અલૌકિક વસ્તુ છે. તેને રંગ કે રૂપ કે કશાની ગરજ નથી. તે કોઇપર ક્યારે અને કેમ જડશે તે કહેવાઇ શકાતું નથી. તે સદા સર્વદા અંધ રહેછે. જગકર્તાએ આ પ્રેમ-વિકારની ભાવના પ્રાણિ માત્રનાં રૂદયમાં ઉત્પન્ન કરેલીછે. આ પ્રેમ પ્રામાણિકપણે અને શાંતપણે અપાર, અસહ્ય અને જીંદગીવેરનાં દુખો સહન કરે છે. આ ખુદાઇ પ્રેમનો ઉગમ માનસિક અને અપક્ષ રહે છે. તે કદી પણ વિષયને કે મનો વિકારને સ્વાધિન થતો નથી.

---

## પ૩.

પૈસા. **પૈસા** શું નહિ કરશે? મગરૂરને પગ પાસે નીચો પાડી શકશે, જીદ્દી માનવીને ભોજનની ટેબલ તળેની બીલાડી જેવો બનાવશે, લોકોમાં સદાચરણી કહેવાડશે, જેનું મુખાવલોકન પણ અણગમતું તેના પગપર માથું મુકાવશે, અમે

તેવી આફતો આવ્યા છતાં તેની પરવા કરશે નહિ અને કમલ પલ્લવ ઉપરનાં જલ બીંદુ પ્રમાણે ટકનાર સ્ત્રીઓની મોહબત ને પ્રિતી પોતાની આજ્ઞામાં રાખશે. જેના તેજની તમામ દુનિયા પુજારી—ગુલામ છે.

---

### ૫૪.

બુદ્ધિ.

**બુદ્ધિમાન** માનવીના ડાહપણ આગલ દરજ્જા-દારનું મહત્વ રેહતું નથી. સાર્વભૌમ રાજા કરતાં વિદ્વાન શખસ તમામ જગોએ માનપાન પામે છે.

---

### ૫૫.

બોહતાન.

કોઇ કોઇની નિંદા કરે તો તેપર વિશ્વાસ રાખવા પેહેલાં તે થકી મનની ખાતરી કરી લેવી જોઇએ, કારણ સદ્‌ગુણ ઉપર હમેશાં બોહ-તાન આવવાનુંજ.

---

### ૫૬.

બાહ્યસ્વરૂપ.

**પુરૂષ** અથવા સ્ત્રીનાં બાહ્યરૂપ ઉપરથી તેમનું અંતસ્થ સ્વરૂપ જાણવા જેવું બીજું કશુંજ મુર્ખપણાતું નહિ હશે. સુન્નાની કદાચ

છરી હશે તોય તે પ્રાણુ વૃક્ષ કાપી શકશે. કોયલ પક્ષીને પોતાનાં પિછાનું અભિમાન રાખવા જેવું કશુંજ હોતું નથી પણ તેમનું મધુર ગાયન માત્ર બીજાં પક્ષીઓને શરમ ઉપજાવે છે. ફક્ત મુર્ખ લોકોજ ચીજ અથવા માનવીના બાહ્યસ્વરૂપ ઉપરથી અનુમાન બાંધે છે.

---

૫૭

બાહ્યરૂપ.

**માનવીના** બાહ્યરૂપ તરફ જોતાં કેટલી બધી શોચનીય સ્થિતિ જણાઇ આવે છે? કોઇપણ માનવીના ગંભીર અને સુશીલ ચેહેરા ઉપરથી તેનું ખરૂં સ્વરૂપ જણાતું નથી. ઘણું અજાયબી ઉપજાવનારૂં છે કે, કેટલાક દુરાચરણી પુરૂષોના ચેહેરાપર સાધુપણું, અત્યંત બદકરમી સ્ત્રિઓના ચેહેરાપર પતિવ્રત્ય, એકાદ સદગુણનાં વસ્ત્રથી ઢાંકેલાં મહાન દુર્ગુણ, બાહ્ય સ્નેહ રૂપથી ઢાંકેલું સ્વાર્થ, તારીફ અને મીઠા વચનમાં વિંટાળેલું વેર, ઝેરી વનસ્પતિ પ્રમાણે વધનારા પ્રકાર નજરે પડે છે. આથી હંમેશાં સાવધ રહેવું.

---

## ૫૮.

ભાઇચારો.

**જેઓએ** ઉંચા પ્રકારની કળા કૌશલ્યામાં'નામના મેળવી છે, તેઓએ પોતાના હૂન્નરમંદ ભાઇઓ માટે ભાઇચારો ધરાવવો જોઇએ. શુદ્ધાચરણનાં વસ્ત્રથી સદા સર્વકાલ સજાયલું રહેવું જોઇએ. દયા, ક્ષમા, અને શાંતિ એમનાથી અંતઃકરણ પૂર્ણ બનાવી ઉદાર રહેવું જોઇએ. પણ હાલમાં તેથી તદન ઉલટીજ સ્થિતિ જોવામાં આવે છે. કેવી આય નીચ લાગણી? આ સકલ કલાવૃક્ષને આવા પૂર્ણતાનાં કદાચજ ફુલો આવે છે. આ વૃક્ષ તમામ કરડી ખાનારા કીડાઓથી ભરપૂર છે. આ આનંદી ભાઇ ચારો ખુશહાલીમાંથી નિકળી અસંતોષને કારણ બને છે. કવિ—[illegible]ઓ આ ભૂગોલપરનાં પ્રાણીને સત્ય માર્ગ બતલાવ-નારા કહેવાય છે તેઓ ઘણાજ અભિમાની, સ્વાર્થ સાધુ, અને કોતાહ બુદ્ધિના હોય છે, અને સ્ત્રી સ્વભાવ પ્રમાણે એકમેકની અદેખાઇ કરી તિરસ્કાર કરતા રહેછે. નવલકથા રચનારા જેઓ પોતાને ભૂતદયાનાં સાગર કહેવાડેછ, તેઓ પોતાના ગ્રંથમાં જનને બ્રહ્મજ્ઞાનની શાએરી જણાવી, પોતાની કળામાંના ભાઇબંધો તરફ તિરસ્કાર બતલાવે છે. શાસ્ત્રવેત્તાઓ એકમેકની કલ્પનાથી

ઉલટા સિદ્ધાંત રજુ કરવામાં શાંતી મેળવે છે. ધર્મ કરતાં લોકો એકમેકના પંથનો નાશ કરવામાં હંમેશાં પ્રવૃત રહે છે. આ પ્રમાણે ચારોતરફ એક સરખો દ્વેષ, મત્સર અને ત્રાસ ભરપૂર બનેલો છે.

---

## ૫૯.

મગરૂર મન

**પરમેશ્વરે** આ મગરૂર મનને કોઈ પણ બંધન નહિ રાખતાં પૂર્ણ સ્વતંત્રતા આપીછે અને તેથીજ તેનાં સારા માઠા આચરણ માટે સારાં માઠાં ફળો તેને ભોગવવાં પડે છે. આ મગરૂર મનનું અભિમાન કાઢી નાખી, પરમેશ્વરને ચરણે જો લીન થઇ પડે અને પશ્ચાતાપ પામી રૂધ્ય કુમળાવી "હે ઇશ્વર તું જે હાલતમાં રાખશે તેમાં હું સુખ માનસ" અવી પ્રાર્થના કીધી તો દયાળુનો રેહબર પરમાત્મા, તરતજ પોતાના ચરણકમલનો આશ્રય આપશે, અને આત્મા સ્વર્ગે પોંહચે ત્યાંસુધી તેને એક વૈભવમાંથી બીજી જાહોજલાલીમાં લઈ જતો રેહશે. કેટલાકો નમનતાઇને ગુલામગીરી તરીકે સમજે છે. પરમેશ્વરની મ્હોટાઇ કબુલ કીધાથી માનવી સંબંધ તેનાથી નિકટ જોડાય છે, અને તે સદગુણથી સણગાર પામે છે.

૬૦.

**માનવીનો** મતલબી સ્વભાવ એકાદ સત્યમાર્ગ છુપો રાખવા કદાચ થોડો વખત ફત્તેહમંદ નિવડશે પણ અંતે સચ્ચાઇનીજ ફત્તેહ થશે. આથી પ્રથમમાં કોઇ પણ એકાદ વાતનો પૂર્ણ વિચાર કરી તેને પૂર્ણતાએ પોંહચાડવા પ્રતિજ્ઞા કરવી જોઇએ. એટલે તેનો પરિણામ ઘણોજ લાભદાયક થશે.

**મતલબી.**

૬૧.

**મન** તદન સ્વતંત્ર છે, પરમેશ્વરે આ મનરૂપી સુકાણુ માનવીને હાથ સોંપ્યું છે. તેની મદદથી જીંદગીરૂપી વહાણુ સંસાર સાગરમાંથી ગમે ત્યાં હંકારી શકાય છે, ઇશ્વર ખુદ પોતાપર પ્રેમ કરવા યા સારે માર્ગે ચલાવવા કોઈને પણ કહેશે નહિ. તે ઇચ્છા દરેકે પોતે પોતાના મનથીજ કરવી જોઇએ, દુનિયામાંની તમામ વાતો કરતાં એજ ઇચ્છા વિશેષ છે.

**મન.**

૬૨.

**માનવી** સ્વભાવ એવો છે કે, પેહેલાંતો એકાદ ચીજ વિશે તેના મનમાં લોભ ઉત્પન્ન થાય છે, પછી તેની પ્રાપ્તિની લાલસા ઉત્પન્ન થાય છે,

**માનવી સ્વભાવ.**

અને એક વખતે તે પ્રાપ્ત થઇ કે તેનો તેને કંટાળો ઉપજે છે.

૬૩.

મુકિત માર્ગની ઇચ્છા.

આ સૃષ્ટિમાં એકપણ એવી ચીજ નથી કે જેનો કદીજ ભંગ થયો નથી અને માનવીનો આત્મા તો એટલા બધા નશ્વર ચીજોથી ફસેલો રહેછે કે તે સદા સર્વકાળ એક જંજાલમાંથી બીજી જંજાલમાં જઇ સપડાતો રહેછે, અને ઉચ્ચતાની પ્રાપ્તિ થકી હમેશાં મેહેનત કરતો રહેછે.

માનવીપ્રેમની જો ઇશ્વરી પ્રેમ સાથે તુલના કીધી હોય, તો તે તદન કોતાહ અને ક્ષણિક છે. તે માત્ર ખ્યાલી ચીજોનો ખ્યાલ આપનારાં છે. આથી જો મુક્તિના ધામની ઇચ્છા હોય, તો ઐહિક સુખોને ધીમે ધીમે તજવાનો યત્ન કરતા રેહવું જોઇએ.

૬૪.

વિચારો.

આ જગતમાં એવા કંઇક માનવીઓ રહેછે કે, તેમને સદા સર્વકાળ જ્ઞાન સંપાદન કરવામાંજ પરમસુખ દિસેછે. તેઓ જેમ જેમ વધારે ભણેછે, તેમ તેમ તેમની જીજ્ઞાસા પ્રબલ બનતી રહે છે. કોઇકને એકાદ ચીજ જોઇ તે વાતની અજા-

યબી ઉપજે છે, અને કોઇ જનને તો તેમાના ભેદ ભરમ જાણ્યા વિના ચેન પડતું નથી. આ થનારી તમામ ભાવના ફોકટની છે અને જીંદગીની કાયમી નહિ હોવાથી શરીર સાથે તેનો પણ લય થશેજ, એવી કલ્પના મનમાં ઉપજાવવી ભૂલભર્યું છે. સબબ, જોકે એકાદ કવિની કલ્પના શક્તિ અને બુધ્ધિ સામર્થ્ય ગમે તેવું અલૌકિક હશે, છતાં તેને પોતાના તમામ વિચાર પ્રગટ કરવા અશક્ય થઇ પડે છે. તેના તે ઉપજતા ખ્યાલી વિચાર ભેજામાંજ પ્રકાશિત બન્યા કરેછે. ખરેખર એની ઘણી અજાયબી ઉપજેછે કે, જે લેખનદ્વારે યા ભાષણદ્વારે પ્રગટ કરી શકાતાં નથી એવા વિચારો મગજમાં કાં ઉત્પન્ન થતા હશે? અથવા આ નાશવંત જગતનો બંદીવાસ પુરો થયા પછી આગળ કાંઇક કામ બજાવવાનું છે, એ વિશેની એ સુચના તો નહિ હોય?"

---

૬૫.

મિત્રાચારી.

**મિત્રાચારી** જો એકાદ અયોગ્ય માનવી સાથે જડી હોય તો તેનો નાશ જલ્દીજ થવાનો, અને તે ફરી કદી પણ ઉત્પન્ન નહિ થશે, અને ઘણા ખરાંની એવીજ હાલત હોય છે. પણ ઘણીજ

કમનસીબીની આ વાત છે કે, આ આયુષ્યરૂપી વૃક્ષપર ખરા સ્નેહરૂપી ફુલો કદાચજ ઉગતાં જણાયછે.

૬૬.

મિત્ર.

**મિત્ર** આ શબ્દ વગર બિહીકે કોઇને પણ લગાડી શકાય કે? સબબ, ખરો મિત્ર એટલે સુખદુઃખના વખતમાં સમાન રહી મદદગાર થનાર હોવો જોઇએ. એવા મિત્ર કદાચજ મળેછે. આ જગતતો એક લડાઇનું મેદાન છે. અત્રે શાંતતા કેથેજ નથી. દરેક જણ એક બીજા સાથે લઢતોજ જણાવાનો. સૂર્ય આકાશ સાથે, પવન જંગલ સાથે, પ્રકાશ અંધકાર સાથે, આત્મા મૃત્યુ સાથે એક સરખા લઢતાજ રહેછ. સંતુષ્ઠ એવો એકે પદાર્થ નથી.

૬૭.

મુક્તિ.

**મહાન** તેજોમય જગતની અઘટિત ઘટનાની બારે અજાયબી ઉપજેછ, અને દુનિયામાં આ પ્રલય કાં થતો હશે આથી વિચાર તરંગની સૃષ્ટીમાં મન ગમેતેમ ભ્રમણ કર્યા કરેછે. સ્ત્રી પુરૂષોના ટોળેટોળાં અંહીથી ત્યાં જગેજગ જતા આવતા

નજરે પડે છે. કોઇ ઘેરબાર બાંધતાં જણાયછ, કોઇ કલ્પના સાગરમાં વિહાર કરતો નજરે પડેછ, કોઇ તેહેંવાર યુક્તિ લડાવવામાં ગર્ક થયલો જણાયછ, કોઇ તેહેંવાર ગ્રંથોના અભ્યાસમાં ગુંતાયલો મળેછ, કોઇ દુઃખી હાલતના સંતાપમાં તવાતો જણાયછ, કોઇ મીઠાં મધૂર વાકયોથી સ્ત્રીઓનાં મન વશ કરવામાં મગ્ન જણાયછ, કોઇ લગ્ન સમારંભના ઉમેદભર્યા સુખમય કાર્યમાં ખુશહાલ બનેલો છે, કોઇ જંજાલનાં જાળમાં ફસી વ્યાકુળ જણાયછ, આવી અનાદિકાલથી ચાલતી આવેલી તેની તેજ વાતોમાં લોકો ગર્ક બનેલા હોય છે, એ જોઇ ઘણી અજાયબી ઉપજે છે, અને જન્મ મરણનો ફેરો પણ તેજ પ્રમાણે રહેલો જણાયછે. ફીલસુફો જણાવેછ કે " અમો આગળ વધીએછ, અમારી ચઢતી ચાલુ છે " પણ તેમનું એ જે આગળ વધવું છે તે કયાં ? તેજ તેમને જણાતું નથી, સબબ જીંદગીની મુખ્ય ફરજ એટલે આત્માને આ જડદેહરૂપી બંદીવાસનાં ફેરામાંથી મુકત કરવું, તે વગર જન્મ નિરર્થક અને નિષ્ફળ છે.

૬૮.

મોત.

મોત એટલે એક હાલતમાંથી બીજી હાલતમાં જવું. જેઓ ઇશ્વરના ભક્ત છે તેમને મોતની બીલકુલ બિહીક કે દહેશત નથી. આ અજ્ઞાન-સાગરમાંથી નિકળી તે હંમેશાગીના સુખમાં જઇ પડવા થકી તેઓ મોતથકી ઘણા અધીરા બની રહે છે. પણ જેઓ નાસ્તિક હોયછ, તેમને હંમેશગી સુધી જીવતા રહેવાની ઇચ્છા રહેછ, અને મોત સમે ભયના પહાડો તેમના શરીરપર ધસી પડેછ.

૬૯.

મોહ.

મોહ બે પ્રકારનાં રહે છે. એક શારીરિક અને બીજો માનસિક. માનસિક મોહ કરતાં શારીરિક મોહજ ઘણું કરી મનને જકડી નાખે છે. વાઘ જેમ પોતાની માદાના મોહક બાંધાને, મખમલ જેવી નરમ ચામડીને, અને સુંદર નેત્રથી મોહીત થઇ તેની આસપાસ ફેરા ખાતો જણાય છે, તેવી પુરૂષોની આંખો રૂપસુંદર દેખાનાર સ્ત્રિઓના રૂપથી મોહીત બની તેમની પાછળ ભમરા પ્રમાણે આશક બને છે. હવે આ નિયમને અપવાદ તરીકે કેટલીક ખરી બીનાઓ હશે; પણ ઘણીજ થોડી.

ફકત વાર્તાઓમાં તેમનું વર્ણન આપેલું હશે, પણ તે ખરી નથી. વાર્તાઓમાંની સાચ્ચી અને ખોટી વાતોપર કોઇપણ વિશ્વાસ રાખતા નથી. દાખલા માટે ખરા બનેલા બનાવોજ જોઇએ. ખરૂં જોતાં માનવી જીંદગીના જન્મચરિત્રને જોડાયલા અલ્પકાલ સુધી ટકનાર અને ઘણું કરી નાશ પામનાર શારરિક મોહ એ એક ભારે દુઃખમય વાત કહેવાય.

જ્યારે સ્ત્રી પુરૂષ પોતાના જ્ઞાની વિચારને તજીદઇ એકમેકનાં સ્વરૂપને મોહપામી અવિચાર કરેછે, ત્યારે છેલ્લે તેમને તેનો પશ્ચાતાપ થઇ જન્મ સુધી દુઃખી થવું પડેછે. આથી શરૂઆતમાંજ સાહુચેતી રાખ્યાથી આવો પ્રસંગ કદાચજ આવશે.

---

૭૦.

**મહાન** પુરૂષોમાં વટીક કેથે કેથે થોડી ખાપણ રહેલી જણાય છે. પુરૂષોને કેમ જખમી કરવાં એ સ્ત્રીઓ ઘણી અછી રવેસે જાણે છે. તેઓ એક વખતે નજર કટાક્ષથી ધારી જોવા માંડયું કે પુરૂષોનો મરતબો, શરમ, ભીડ કહાંની કહાં નાશ પામેછ. સ્ત્રીઓએ પોતાપર પ્રેમદ્રષ્ટિ ફેંકવી, તેમના મધમય ઓઠમાંનું અમરત ચાખવા એક

વખતે મળે તે થકી પુરૂષો પોતાનો જાન આપવા તતપર રહેછે. તેમના માટે જો કદાચ એક વખતે પાપ કરવાનો અયન વખત આયો છતાં તેઓ લોકશરમ તરફ નજર કરતા નથી પણ છેલ્લે તેમને તેમના બદકર્મનાં ફળ ભોગવવાં પડે છે. એક કવિએ કહેલું છે કે **"પરનારી માતા સમાન"** તેની ઉપર બદ નજર કરવા જેવું બીજું પાપ કોઇજ નથી.

---

### ૭૧.

રડગાણું.

**અંતઃકરણમાં** જોકે દુઃખાગ્નિની જવાળા ભડકા લેતી હશે, છતાં રડગાણું ગાઉં એ તદન ઘેલા-પણું કહેવાય. સબબ, આપણા માટે ખરી દિલસોજી ધરાવનાર એકે પ્રાણી નથી. આ તમામ જગત નિર્દયતાથી ભરપૂર છે.

---

### ૭૨.

લોભ.

**વિશાળ** જગતને લોભે ઘેરી લીધુંછે. તે કદીજ તૃપ્ત બનશે નહિ. તે આપ, વાયુ અને ભૂમિ એઓમાંથી એકસરખું ગમન કરેછે, અને સુવર્ણ, રત્ન અને મેહેલ મેળવવા થકી અપાર યત્ન કર્યા કરેછે, અને એક વખત તમામ પ્રાપ્ત થતાં

સ્વર્ગ ભણી પોતાનું બેશરમ મ્હો ફેરવી પરમેશ્વરને સંબોધી કહેછે કે, “હે જગવાલી મારી ઇચ્છાઓ પૂર્ણ કરવા આ જગત અસમર્થ છે.”

---

૭૩.

વર્તમાન સ્થિતિ.

**આજે** શું થયું ને કાલે શું થશે? એમની તરફ ધ્યાન બીલકુલ આપવું નહિ. તેનો તમામ આધાર નસીબપર છોડવો. માનવી દુઃખનું મુખ્ય કારણ એજ કે તે આગળ બની ગયલા અને ભવીષમાં બનનારી વાતો માટે ચિંતા કર્યા કરેછે. ચાલુ સ્થિતિ તરફ બીલકુલ જોતો નથી.

---

૭૪.

વિદ્યા.

**દરજ્જાને** વિદ્યા શોભાવનારી છે, પણ વિદ્યાને દરજ્જો શોભાવી શકતો નથી.

---

૭૫.

વિશ્વાસ.

**જેમને** કશાપર પણ વિશ્વાસ હોતો નથી, તેઓ સ્વપને નહિ એવા મહાસંકટમાં નાશ પામે છે. પણ જેઓ ખુદાપર વિશ્વાસ રાખી સદાચરણથી વર્તે છે, તેઓ સુખના વૈભવમાં આરામ પામી તમામ દુઃખમાંથી છુટકો પામે છે.

## ૭૬.

વૃદ્ધાપકાળ.

બુઢા માનવીને પોતાની આસપાસનું જગત હમેશાં જુવાનોથી વસાયલું જણાય છે. અને લોકોએ પોતાને જુવાન કહેવો એ થકી તેઓ તરેહવાર યુક્તિઓ લઢાવેછે.

## ૭૭.

શ્રવણ.

કોઇ બોલતું હોય તેટલાં સંભળાઇ જઇ ત્યાં લક્ષ ખેંચાય છે, અને આપણીજ નિંદા ચાલુ છે એમ કદી કદી જણાય છે, સબબ તેમાં આવી નિંદા શિવાય ઘણું કરી સારૂં એવું કશુંજ હોતું નથી. એમ સાંભળવામાં બે પ્રકારની સુચના મળેછ. એક જેમને આપણા દોસ્ત તરીકે ધારતા હોઇએ એવા દુશમન વિશે અને બીજું આપણી મ્હોટાઇ માટે; અને ડાહાપણ માટે જો એકાદ પોકલ ભરમ હોય તો તે ભાગી પડવા વિશે. આથી દરેક વાત તરફ ધ્યાન આપવું એમાંજ ડાહપણ છે.

## ૭૮.

સવિવેક બુદ્ધિ.

સવિવેક બુધ્ધિ એટલે સારૂં માઠું જાણવાની શક્તિ. જે પ્રમાણે રાજહંસ દુધ યા પાણી ભેળેલું હોવા છતાં માત્ર દુધજ તેમાંથી જુદું પાડી પીયે

છે, તે પ્રમાણે ઇશ્વરે તેના અંગે સામર્થ્ય આપેલું છે. પણ તેનો સારો માઠો ઉપયોગ કરવો માત્ર પ્રાણિ માત્રપર આધાર રાખે છે. હાલના વખતમાં તેનો ઘણીજ ખરાબ રીતે ઉપયોગ કરવામાં આવે છે. દરેક વખતે તેનો ઉચ્ચાર કીધો કે થયું, પછી તે વાત ખરી હોય યા ખોટી. ખરેખર વખતને જેવું સ્વરૂપ આપીએ તેવો તે બને છે. ધર્મ ગ્રંથોપર વિશ્વાસ રાખવાના દિવસો વહી ગયા; હવે દરેક દહાડાને પ્રમાણુસિદ્ધ કરી રાખ્યાં છે. જેને તે દરેક વાતમાં, પછી તે ઐહિક હોય યા પરમાર્થિક હોવો, પ્રમાણુ જોઇએ.

૭૯.

સમાજમાંના કાગડા.

**મંડળીમાં**ના કાગડાને સત્યતાનો મધુર સુગંધપર ફીદા થતાં આવડતું નથી, તેઓ ફકત મુડદાર માંસનોજ ગંધ લેયા કરે છે. તેમના મત મુજબ એકબી માનવી પ્રમાણિક હોતો નથી, અથવા એકે સ્ત્રી પાકદામાન હોતી નથી. પવિત્રતા તેમનાથી એટલા બધા દૂર રહેછ કે, તેની અસ્તિત્વની વટીક તેમને ભ્રાંતી રહેછે.

## ૮૦.

**સ્વતંત્રતા.**

**સ્વતંત્રતા** એટલે કાંઇક પોકલ કલ્પના ઉઠાવનાર શબ્દ છે. સબબ જીંદગીમાં સ્વતંત્રતા એવી કેથે નથી. બધા જના માયાના ફાંસાથી એકસરખાં બંધાઇ ગયલાંછે, અને કોઇ પણ તરહાંથી ગુંતાયલા છે. સ્વતંત્રતા કેથે મુવેલી હશે તો હોય, પણ હાલમાં તે કેથે જણાતી નથી.

## ૮૧.

**સ્વતંત્રમન.**

જો ખુદ માનવી એકાદ બુરા કામ પાછળ લાગો હોય, તો તેને કોઇ પણ સારા ઉપાયથી સારી હાલતમાં લાવી શકાશે નહિ. તેમજ જો તેણે પોતેજ એકાદ સંકટ ખેંચી લીધું તો પરમેશ્વર પણ તેનું રક્ષણ કરનાર નથી. સબબ, મનની સ્વતંત્રતા એ પ્રાણિમાત્રને બક્ષેલી એક સબળ શક્તિજ છે. તેની મદદથી સારા માઠાનો વિચાર કરી પોતાની ભવિષની હાલત માટે પ્રમાણ બાંધી શકાયછ.

૮૨.

જગના મહાન કર્તાએ આ જગતનું ફરતું ચક્કર વગર કારણે ચાલુ રાખ્યુંછ એમ માનવું તદન અજ્ઞાનપણું છે. તેમજ માનવી આત્મા, તેની અપાર કલ્પના, જાગૃત હાલતમાંના સ્વપના, અનાવર ઇચ્છા, એ તમામ નાશવંત ભેજા માહેલી ફોકટની કલ્પના છે, એમ કહેવું એ ડાહપણ ભર્યું નથી. જે થકી અંતઃકરણમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે, તે અર્થે તેની પૂર્ણતાનું સ્થલ હોવુંજ જોઇએ. આથી જો મોત પછી દોજખ યા બેહેસ્ત નહોતે, તો તેની કલ્પના વટીક થતે નહિ. સબબ જે વસ્તુની હસ્તિ નથી તેની કલ્પના યા ખ્યાલ પણ કેમ થશે? જો એકાદને કહ્યું હોય કે સર્પદંશથી માનવી અમર બનેછ, તો તે કદીજ તેવી ઇચ્છા કરશે નહિ. સબબ તેમ થવાનો સંભવજ નથી. આથી પરમેશ્વરે જેવી હાલતમાં સરજ્યાં હોય, તેમાં સુખ માની તેનીપર પૂર્ણ ભરોસો રાખી સદાચરણથી વખત ગુજારવો. સબબ, જો મોત પછી સુખમય ખોટ પુરવાનું એકાદ ધામ નહોતે, તો તે માયાળુ જગકર્તાએ કોઈપણ પ્રાણીને કદીજ દુઃખ અથવા સંકટમાં નાખ્યા નહોતે.

## ૮૩.

સુંદર ચિત્રો.

**કવિતા** પ્રમાણે સુંદર ચિત્રો મનનું ખેંચાણુ કરે છે, ખરેખર માનવી પ્રાણીને આપણે પશુ નથી પણ માનવી છઇએ એટલું જણાવા માડતાં તેઓ ઘણા વિલક્ષણ બને છે. કોઇ એકાદ કલ્પના યોજીને તે ગદ્ય યા પદ્ય રૂપે લખી જગતમાં અમર બનાવી મેળે છે. બીજો એકાદ એ રંગો મેળવી કંતાનપર સુંદર ચિત્ર રંગે છે, તે વર્ષોનાં વર્ષો સુધી સંગ્રમાં રહે છે.

## ૮૪.

સૃષ્ટીની ખુબસૂરતી.

**સૃષ્ટીનાં** સૌંદર્ય એટલા બધા તરહેવાર અને સુખદાયક છે કે, જો દરેકને સ્વર્ગ સુખની પ્રબલ આશા નહોતે, તો જગત માહેલી દરેક વસ્તૂથી સમાધાન મળયું હતે.

## ૮૫.

સ્ત્રી ચાતુર્ય.

**એકાદ** સ્ત્રીએ જો એકાદ અસાધારણ કામ આરંભ્યું હોય, તો પુરૂષો તેની તરહેવાર રીતે હસી કરવાના. ખરૂં જોતાં જે સ્ત્રીને વિચારશક્તિ હોય છે, જેણીએ અનેક તરહેનાં ગ્રંથોનું અધ્યન કર્યું છે, જેણીને ઘેરની કેળવણી ઉત્તમ રીતે

મળેલી છે, જેણીના રૂધયમાં કદીજ સુવિચારતરંગ ઉત્પન્ન થયાં નથી; અથવા જેણીને કશુંજ શિક્ષણ મળેલું નથી, તેના કરતાં પતિપ્રત્યની યોગ્યતા અને ખરી ફરજ જાણવા વધારે સમર્થ હોય છે. તેણી-વિચારી સ્ત્રી, તમામ મૃત્યુપાશ તોડી શરીરનો કયારે નાશ કરશે એ અનિશ્ચિત છે, એમ જાણી માયા, અને દયા એમની કેટલી બધી જરૂરછે એ પૂર્ણ પણે જાણે છે. તેમજ તેણીએ કદાચ કોઇપર મ્હોબત કીધી, તો તેણીની મોહબતમાં સુખની આશાથી પતંગીયા પ્રમાણે અહીંથી ત્યાં ઉડી ફરતા તુચ્છ વિકારની સ્ત્રીઓ કરતાં વધારે દ્રઢતા અને સચ્ચાઇ હોય છે.

---

૮૬.

**બુદ્ધિને** ભૂલાવનાર અને વીરોને બળહીન બનાવનાર સ્ત્રીઓની અપાર બાજી જેઓએ પોતાની જીંદગીનો કાંઇક વખત તેમના સહવાસમાં ગુજારેલો છે, તેમને સેહેજમાં જણાઇ આવશે.

સ્ત્રીબાજી.

---

## ૮૭.

સ્ત્રીસૌંદર્ય.

**એકાદ** ચીજ બજારમાંથી વેચાતી લેવી જેટલી સેહેલછે, તેટલોજ સ્ત્રી સૌંદર્યનો ઉપભોગ લેવો સેહેલ છે. પણ સાફ દિલની અને પાકદામન સ્ત્રીઓ માત્ર વેચાતી મળી શકતી નથી. તેમનો લાભ કદાચજ પુરૂષોનાં નસીબે મળવાનો. ખુબસૂરતી જોકે નાશવંત છે, છતાં તે પુરૂષોને વાઘની જાળ પ્રમાણે ફસાવેછ. તેના યોગે પુરૂષની અક્કલ બેફામ બની તેઓ તદન હેવાન બનેછ.

## ૮૮.

સ્ત્રીમોહ.

**પેહેલ** પેહેલાં પુરૂષો સ્ત્રીની બાતેન હાલત તરફ ધ્યાન આપતા નથી. ફકત તેમના જાહેર સ્વરૂપપર ભોલવાઇ ફસે છે. સબબ, ખુબસૂરતીમાં સાધારણ એવી સદાચરણી ગુણ સંપન્ન સ્ત્રીને પસંદ કરી તેણી સાથે કોણ લગ્ન કરશે? અને સારે ભાયગે એકાદ ભાયગશાળી પ્રાણીએ જો તેનો સ્વિકાર કીધો હોય તો લોકો તેની હસી કરશે. તેમના મત મુજબ છેલછબીલી સુંદર મૂઢ ઓરત ઘેર સંસાર માટે યોગ્ય હોયછ. તે પોતાના ખાવીંદને હોકમમાં રાખી લોકોની મશકેરી કરેછ,

અને ઘરેણાની ઝાઝી શોભા નિર્મૂળ થાય ત્યાં સુધી તરેહજાતી અલંકારોથી સજવામાં ગરક રહેછે.

---

## ૮૯.

હસતો ચેહેરો.

**મંડળીમાં** દરેકે માહેથી દુ:ખથી બળીજળી ગયલા અને બાહેરથી આનંદિત દેખાનાર માનવી પ્રમાણે જોકે અંત:કરણમાં દુ:ખની જવાળા ભડકી રહી હોય છતાં હસતો ચેહેરો રાખવો; નહિતો બધાના તિરસ્કારને પાત્ર થશો.

# રતનજી ફરામજી શેઠના–નાં રચેલાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| આઇને અકબરી ... ... ... ... ... | કિંમત | રૂ | ૨— ૦ |
| લૉર્ડ બેકનના નિબંધ ... ... ... ... | ,, | રૂ | ૧— ૮ |
| જૅપાન અને જૅપાનિજ (૨૫ ચિત્રો સાથે) ... | ,, | રૂ | ૧— ૮ |
| પોશાકની ફેશીન અને તેનું શાસ્ત્ર... ... ... | ,, | રૂ | ૧— ૮ |
| જૅપાની ભાષાનો ભોમિયો... ... ... ... | ,, | રૂ | ૧— ૦ |
| સામાન્ય હુન્નર જ્ઞાન અને હિંદના પ્રાચીન અર્વાચીન સિક્કા... ... ... ... ... | ,, | રૂ | ૧— ૦ |
| ચાઇનીજ ટેલ્સ ... ... ... ... ... | ,, | રૂ | ૧— ૪ |
| હુકદારનો હક્ક ... ... ... ... ... | ,, | રૂ | ૧— ૦ |
| જામાસપી (ત્રીજી આવૃતિ.) ... ... ... | ,, | રૂ | ૧— ૮ |
| સંજ્ઞા દર્શકકોશ ... ... ... ... ... | ,, | રૂ | ૧— ૦ |
| એશિયાની સદ્દગુણી બાનુઓ (ખપી ગઈ છે.)... | ,, | રૂ | ૧— ૮ |
| જાપાની શીક્ષક (મરાઠીમાં) ... ... ... | ,, | રૂ | ૦—૧૨ |
| સુંદર હેલન (મહાન કવિ હોમરની ઇલિયડ આધારે) | ,, | રૂ | ૦— ૬ |
| ગુલખુશરો નાટક ... ... ... ... ... | ,, | રૂ | ૦— ૪ |
| નાઝેનવાજ ખેલના ગાયન... ... ... ... | ,, | રૂ | ૦— ૨ |
| મેસમેરીઝમ... ... ... ... ... ... | ,, | રૂ | ૦— ૬ |
| ફોટોગ્રાફી (ચિત્રો સાથે) ... ... ... ... | ,, | રૂ | ૦—૧૨ |
| કાચકામનો હુન્નર ... ... ... ... ... | ,, | રૂ | ૦—૧૨ |
| જ્ઞાનચક્રનાં ૭ પુસ્તકોનો સેટ ... ... ... | ,, | રૂ | ૧૮— ૪ |
| **ભૂલથાપ નાટક** (શેરીડનના ડયુએન્ના ઉપરથી રચેલો) | | રૂ | ૦— ૬ |

ઉપલા ગ્રંથો આ પુસ્તકોના રચનાર રતનજી ફરામજી શેઠના પાસથી મળશે (ઠેકાણું–મુંબઇ બહારકોટ—ધનજી સ્ટ્રીટ નાં૦ ૯૩;) **તથા મુંબઇના જાણીતા પુસ્તકો વેચનાર પાસથી.**

## ગુજરાતી ભાષાના સરવોપરી ગ્રંથનાં ૭ પુસ્તકો—લખવા રૂ. ૪૦૦૦ના ઈનામો મળ્યાં છે.

## જ્ઞાનચક્ર.

યાને

## ગુજરાતી સાઈકલોપીડિયા

અથવા

## સર્વ વિદ્યા, જ્ઞાન, હુન્નરનો કોશ.

વિશ્વ કોશ.

**આ પુસ્તકનાં ૭ દફતરો તૈયાર છે.** દરેકની કિંમત રૂ. ૩, મુજબ ર ૧૮–૪ આખા સેટની કિંમતછે.

૧—જ્ઞાનચક્ર **યાને** ગુજરાતી સાઇક્લોપીડિઆનો અર્થ==જગતમાંના **વિદ્યા હુન્નર** અને **કુદરતી** પેદાયશોનો સામટો સંગ્રહ થાય છે. યાને જ્ઞાનચક્રમાં દુન્યામાં થયલા પ્રસિધ્ધ બનાવો, **શોધો,** હુન્નરો, હૈયાત અને મરહુમ **પ્રસિધ્ધ જનનાં** ચરિત્રો, ખરી બનેલી **વારતાઓ, કથાઓ,** પ્રાચિન તથા ચાલુ સ્થિતિ વિષે વિગતો જાણવી હોય તો સહેલાઈથી એમાં મળી શકે છે.

**૨**—જાણવાજોગ ખબરોનો એટલો તો કિમતિ સંગ્રહ આ પુસ્તકોમાં સમાવવામાં આવ્યો છે કે, તે વગર કોઈ પણ એક ભણેલા આસામીનું મકાન ખાલી રહેવું જોઇતું નથી.

**તવારીખ સંબંધી.**

## આઈને અકબરી.

જાણીતા આલમા

**અબુલ ફજલ અલામીએ**

રચેલા ગ્રંથનું ભાષાંતર.

**તરેહેવાર હથીયારો તથા રાજચિન્હોનાં ચિત્રો સાથે.**

**કિંમત રૂ ૨-૦-૦.**

આઈને અકબરીમાં મહાન બાદશાહ અકબરના સમયનો રાજ્ય કારોબાર, હિંદની પ્રાણીજ અને ખનીજ પેદાયશ, બાદશાહી જનાનખાનું અને ઘરખટલાની વ્યવસ્થા, લોકસ્થિતિ અને અનાજ પાણીની ઉત્પતિ, મોગલાઈ પકવાનો ને લઢવૈયાઓની ચતુરાઇ, હિંદુસ્તાનનો ભુગોળ, કિંમતી પેદાયશો, તે વખતની જૂદી જૂદી પ્રજાના રીતી રેવાજો ને ધર્મ મતો, લોકસ્થિતિ ને દેશની હાલત વગેરેનું વર્ણન આપેલું છે.

**ખરૂં કહીએ તો આ ગ્રંથ હિંદુસ્તાનના સર્વ સંગ્રહ જેવો છે.**

૧૦૦ રતલી જાડા ગલેઝ કાગળપર, રોયલ સાઇઝના આઠપેજી કદનું દલદાર પુસ્તક છે.

# લૉર્ડ બેકનનાં નિબંધો.

## લૉર્ડ બેકનનાં ગ્રંથોનું અવલોકન, તેનું જન્મ ચરિત્ર અને ૫૧ નિબંધો સાથે.

## કિંમત રૂ ૧-૮-૦.

## ☞ વિદ્વાનો શું કહે છે!

"ફક્ત નીતિપર એવો લૉર્ડ બેકનનો ગ્રંથ કહીએ તો તે નિબંધ સંબંધી છે. નિબંધ લખવાની રીત બેકનેજ કાઢી હતી. તેમાં રીતભાત ડહાપણ અને વર્તન ઉપર તરેહવાર વિષયો ઘણી ઉત્તમ રીતે આપ્યા છે."

"આ નિબંધ માટે જમાના થયાં જૂદા જૂદા વિદ્વાનોએ ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યા છે. સંસારિક અનુભવનો આબેહુબ ચિતાર આ ગ્રંથમાંથી મળી આવે છે. ગદ્ય લખાણ તરીકે આ નિબંધો સદીઓ થયાં પોતાની ઉત્તમતા સાચવી રહ્યાં છે, અને ચાલુ જમાનામાં પણ કેળવણી પામેલો કોઇ એવો અંગ્રેજ નહીં મળી આવે કે જે પોતાની જીંદગીનાં ગમે તે ભાગમાં પણ તેઓને વાંચ્યા વગર રહેતો હશે."

**વૉલ્ટર, ડૉ૦ જોનસન, બર્ક, સ્ટુઅર્ટ** વગેરે મહાન વિદ્વાન ગ્રંથકારો એની ભારે વખાણ કરે છે. **હાલૅમ** લખેછે કે, "તેમાં જેટલો આપણને મહાન વિચાર જડેછે તેટલો હાલના ગ્રંથોમાંથી બીલકુલ મળતો નથી."

ડાહપણનો ખજાનો.

**તવારીખ.**

## આઇને અકબરી.

બાદશાહ અકબરના રાજ અમલનો સર્વ સંગ્રહ.

કિંમત રૂ ૨-૦-૦

**તરેહવાર ચિત્રો સાથે.**

---

**ભુગોળ.**

## જૅપાન અને જૅપાનિજ

પચીસ ચિત્રો સાથે

જૅપાન દેશનું વર્ણન, રાહરસમ, ધર્મ, રાજ્ય વ્યવસ્થા, દેશહિતકારી નરો વગેરેનું વર્ણન.

કિંમત રૂ ૧-૮-૦

---

**શાસ્ત્ર.**

## પોશાકની ફેશીન
અને
## તેનું શાસ્ત્ર.

દુનિયાની જૂદી જૂદી પ્રજાના પોશાકનું પ્રાચીન અર્વાચીન વર્ણન, ને શાસ્ત્રીય નજરે સમજણ.

કિંમત રૂ ૧-૦-૦

## સંજ્ઞાદર્શક કોશ

કોશ.

### કિંમત રૂ ૧-૦-૦

ગુજરાતી ભાષામાં શાસ્ત્રીયકોશ તરીકે તથા સંખ્યા દર્શક શબ્દોનો સંખ્યાત શબ્દાવળી કોશ તરીકે આ પેહેલુંજ પુસ્તક છે.

---

### મેસમેરીઝમ.

એલમ.

કિંમત રૂ ૦-૬-૦

---

### ચાઇનીજ ટેલ્સ.

કિંમત રૂ ૧-૪-૦

અરેબીયન નાઇટસના ધોરણે લખાયલો રસિક વારતાઓનો ગ્રંથ.

વારતા.

---

### હક્કદારનો હક્ક.

કિંમત રૂ ૧-૦-૦

સુંદર રંગીન ચિત્ર સાથની ડીટેકટીવ વારતા.

---

જ્ઞાન.

## લૉર્ડ બેકનનાં નિબંધો.

આ મહાન વિદ્વાનના વિદ્વત્તા ભર્યા ૫૧ નિબંધો તેનું જન્મ વૃત્તાંત અને ગ્રંથોના અવલોકન સાથે.

કિંમત રૂ ૧-૮-૦

---

હુન્નર જ્ઞાન.

## સામાન્ય હુન્નર જ્ઞાન અને હિંદના પ્રાચીન અર્વાચીન સિક્કા.

સેંકડો હુન્નરો અને ચલણી નાણાના સેંકડો ચિત્રો સાથે.

કિંમત રૂ ૧-૦-૦

---

ધર્મ જ્ઞાન

## જામાસપી.

(ત્રીજી આવૃતી)

કિંમત રૂ ૧-૮-૦

આ પુરાણા ગ્રંથમાં ભૂત ભવિષ વાણી, સારા માઠા ફલનું ફાલનામું, બાદશાહોના ચિત્રો વગેરે સમાવ્યાં છે.

| | |
|---|---|
| **ફોટોગ્રાફી.**<br>ચિત્રો અને પૂર્ણ સમજણ સાથે.<br>કિંમત રૂ ૦-૧૨-૦ | હુન્નર જ્ઞાન. |
| **કાચ કામનો હુન્નર**<br>કિંમત રૂ ૦-૧૨-૦<br>આ હુન્નરનું ગુજરાતીમાં પહેલુંજ પુસ્તક છે. | |
| **જૅપાની ભાષાનો ભોમિયો.**<br>૩૧ ચિત્રો સાથે. પૂર્વ ભણીના ઉગતા સૂર્ય-દેશની ભાષા અને તે દેશ સંબંધી વર્ણન.<br>કિંમત રૂ ૧-૦-૦ | ભાષા જ્ઞાન. |
| **જાપાની શિક્ષક**<br>મરાઠી ભાષામાં લખેલું પુસ્તક.<br>વ્યાકરણ. વાક્ય રચના, લિપિ. લેખનકળા વગેરે સાથે.<br>કિંમત રૂ ૦-૧૨-૦ | ભાષા કલા. |

નાટકો.

## ભૂલથાપ.

કવિ શેરીડનનાં ડ્યૂએન્ના નાટક ઉપરથી પારસી સંસારને બંદબેસ્તો ઉપજાવી કાઢેલો ફતેહમંદ નાટક. ૩૫ ગાયનો સાથે.

કિંમત રૂ ૦–૬–૦

## નાજે નવાજના ખેલના ગાયનો.

કવિ શેકસપીયરનાં ટેમીંગ ઑાવ ધી શ્રુ નાટક ઉપરથી ઉપજાવી કાઢેલા ખેલના ગાયનો.

કિંમત રૂ ૦–૨–૦

## ગુલખુશરો

### એક હાસ્યરસિક નાટક.

કિંમત રૂ ૦–૪–૦

## સુંદર હેલન.

કવિતા.

મહાન કવિ હોમરની ઇલીયડ ઉપરથી લખેલી વારતા. કિંમત રૂ ૦–૬–૦